# ડબો અને ભેરાણ

( વડોદરા રાજ્યનો [illegible]સંબંધી નિયમ
સરળ રિતે સમજાવતિ પુસ્તિકા.

લેખક અને પ્રકાશક :
સોમનાથ મહાસુખરામ દવે
વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય
મુ: પામસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

કિંમત રૂ. ૦ ૨-૦ પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# ડબો અને ભેરાણ

( વડોદરા રાજ્યનો ડબા સંબંધી નિયમ
સરળ રિતે સમજાવતી પુસ્તિકા. )

લેખક અને પ્રકાશક :
સોમનાથ મહાસુખરામ દવે
વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય
મુ : પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૨-૦ પૈસ્ટેજ રૂ. ૦-૦-૬

# માપણીનું વર્ગમૂળ

---

તૈયાર છે. સાંકળ ૧૨૦. કાગળ ગ્લેઝ. માપણીનું કામ કરનાર તથા શીખનારને ઘણું જ ઉપયોગી છે. અઢી આનાની પોસ્ટ ટીકીટ મોકલીને મંગાવો.

લખો.

સોમનાથ મ. દવે.
મુ : પાનસર (ઉત્તર-ગુજરાત)

સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુરમાં એચ. એમ. પંડયાએ છાપ્યું.

# ડબો અને ભેરાણુ

## ડબો

### ૧ ડબા સંબંધો નિયમનો ઉદ્દેશ

વડોદરા રાજ્યમાં હજુર કચેરી સરક્યુલર નંબર ૧૫ તા. ૮–૫–૧૮૭૬થી કોંડવાડા સ્થાપન કરવા બાબત નિયમ મંજૂર થએલો હતો અને ત્યાર પછી તેમાં કેટલાક સુધારા વધારા થયા હતા તે સઘળું રદ કરીને હાલમાં "ડબા સંબંધી નિયમ" અમલમાં આવેલો છે. આ નિયમનો ઉદ્દેશ જાનવરના માલીકો જાનવરોનો બંદોબસ્ત રાખવામાં બેદરકાર ન રહે એ છે. સદરહુ નિયમ ખેતીના મોલનું અને સાર્વજનિક બાંધકામનું રક્ષણ કરવાના હેતુથી રચાયેલો જણાય છે.

### ૨ ડબા કામદાર કોણ ગણાય ?

જે તે ગામના મુખી પટેલ પોત પોતાના ગામના ડબાના ડબા કામદાર ગણાય છે. આ નિયમ ઇનામી, ભરવાદારી, એક આંકડી તથા સઘળાં સરકારી ગામોને (વડોદરા રાજ્યના સઘળા પ્રદેશને) લાગુ પાડવામાં આવ્યો છે. વડોદરા રાજ્યમાં ડબા સંબંધી કેટલાક અધિકાર ગામ પંચાયતોને આપ્યા હતા, પરંતુ વ. હુ. નં. ૧૨ તા. ૧૨–૧૨–૧૯૨૯ આ. પ. ભાગ ૨ પાન ૪૪થી ગામ પંચાયતે કરવાનું ડબા સંબંધિનું કામકાજ પટેલે કરવું એમ નક્કી થએલું છે.

### ૩ જાનવર માટે ખાવા પીવાની શું વ્યવસ્થા કરવાની છે ?

ડબામાં જે જાનવર આવે તેના માટે ખાવા પીવાનો બંદોબસ્ત ડબા કામદારે કરવાનો છે. જે ખોરાકી ખર્ચ લેવાય છે તેમાં જાનવરનો ખાવાનો અને પીવાનો એમ બન્ને ખર્ચનો સમાવેશ થાય છે. ડબામાં આવેલાં જાનવરોને વખતો વખત ઘાસ નંખાવવાનું તથા પાણી પીવરાવવાનું કામ ગામ નોકરો પાસેથી ડબા કામદારે લેવાનું છે. ઘાસ નંખાવવાનું અને પાણી પીવરાવવાનું કામ ડબા કામદારે ગામ નોકરો પાસેથી મફત લેવાનું નથી. ઘાસની કિંમત, તથા પાણી ભરામણ ડબા કામદારે આપવું જોઇએ. જે ઠેકાણે ગામ નોકરથી આવાં કામ કરાવવાની સવડ ન હોય તે ઠેકાણે, આવું કામ બીજા નોકર રાખી કરાવવું જોઇએ. બીજા નોકર રાખવા પડે એવા પ્રસંગે ખોરાકીના દર જુદે આપવામાં આવે છે. આવા જુદે દર કયા કયા ગામે આપવાના છે તે મે. વહિવટદાર સાહેબ ઠરાવી શકે છે. કુંભાર લોકો ગામ નોકર હોય છે, પરંતુ ગામ નોકરીના નિયમ આધારે એ લોકો પાસેથી ગામમાં થોડો વખત આવીને રહે એવા સરકારી નોકર તથા સંભાવિત મુસાફરના માટે પાણી વાસણની નોકરી લઇ શકાય છે; ડબામાં આવેલાં જાનવરની ગણત્રી સરકારી નોકરમાં અગર સંભાવિત મુસાફરમાં થઇ શકતી નથી. એટલે કુંભારની ઇચ્છા વિરૂદ્ધ કુંભાર લોકો પાસેથી ડબામાં આવેલાં જાનવરોને પાણી પાવાનું કામ લેવાય નહિ. એવા પ્રસંગે ખોરાકી ખર્ચની જુદે રકમ મેળવી, પાણી પાનાર જુદો નોકર મેળવવાની વ્યવસ્થા કરવી જોઇએ. કાયદો આ પ્રમાણે કહે છે છતાં કોઇ ડબા કામદાર ગામ નોકરી કરનાર કુંભાર લોકો

પાસે ડબામાં આવેલાં જાનવરોને પાણી પાવાનું કામ જબરાઇથી કરાવે તો; તે ફોજદારી નિબંધ ૫ની કલમ ૩૫૮ આધારે, જબરાઇથી મજૂરી કરાવવાનો ગુન્હેગાર બને એમ લાગે છે.

## ૪ જાનવરને ભૂખ્યાં તરસ્યાં ન રખાય

ડબા કામદાર જાનવરને ભૂખ્યાં તરસ્યાં રાખે તો, તેમના વિરૂદ્ધ મે. વહિવટદાર સા. ને અરજ થઇ શકે છે. અને એવા પ્રસંગે મે. વહિવટદાર સા. ડબા કામદારનો રૂા. ૫૦ સુધી દંડ કરી શકે છે. જે માણસનું જાનવર ડબા કામદારની હમ ગમથી મરી ગયું હોય, તેને એ દંડની રકમમાંથી નુકશાની મળે છે. કોઇની અરજ ન હોય તો પણ, જાનવરોને ભૂખ્યાં તરસ્યાં રાખવામાં આવે છે કે કેમ તેનો તપાસ મે. વહિવટદાર સા. કરી શકે છે.

## ૫ જાનવરને ડબે પહોંચાડવાની મુદત

ડબામાં પુરવા માટે જાનવર પકડ્યા પછી પકડનારાએ ૨૪ કલાકમાં ડબામાં પહોંચાડવું જોઇએ. ડબા કામદારે ડબામાં જાનવર પુરનારને તુરત જ પાવતી આપવી જોઇએ. ખેતરમાં જાનવરોના ફરતો લીંટો દોરી જાનવરના માલીકને ડરાવવામાં આવે છે એ ગેરકાયદે છે. આવો લીંટો ડબો ગણાતો નથી.

## ૬ જાનવરોને ડબામાં પુરવા માટે કયા પ્રસંગે લાવી શકાય !

જે જાનવરો કોઇની જમીનમાં પેસી જઇને કોઇ પ્રકારનું નુકશાન કરતાં હોય અથવા પાકનું કે ઉત્પન્નનું નુકશાન કરતાં હોય, તેવાં જાનવરોને તે જમીનનો માલીક અથવા વાવેતર કરનાર કે જમીનનો ઉપભોગ કરનાર (સાથ, ભાડે અગર ભાગથી વાવનાર

કે વાપરનાર); અથવા જમીનનો પાક કે ઉત્પન્ન થવાને સારૂ જેણે પૈસા ધીર્યા હોય તેવો માણસ, અગર જમીનનો પાક કે ઉત્પન્ન અથવા તેનો કાંઇ પણ ભાગ જેણે વેચાણુ યા ગીરોથી રાખ્યો હોય તેવો માણસ, અગર ઉપર લખ્યા ઇસમો તરફથી બીજો કોઇ ઇસમ (સાથી, ભાગીયો, નોકર ચાકર, પેટા ભાગીયો, ભાઇ ભત્રીજો, દિકરો, સ્ત્રી, બ્હેન, દિકરી વિગેરે) પકડવા કે પકડાવવા હક્કદાર છે.

સાર્વજનિક રસ્તા, ક્રોસ, તળાવની પાળ, બંધારા, અથવા રોપેલાં ઝાડ અથવા એવી જ બીજી સાર્વજનિક અથવા સરકારી મિલકત તથા રાખી મૂકેલાં જંગલને નુકશાન કરતાં જાનવરોને; તે મિલ્કતોનો રખવાળ અથવા પોલીસ અથવા હરકોઇ માણસ, પકડવા કે પકડાવવા મુખત્યાર છે.

(ડબામાં પુરવાનાં જાનવરમાં ધણીયાતાં જાનવર હોવાં જોઇએ એમ અનુમાન નીકળે છે. ન ધણીયાતાં કુતરાં ઘરમાં પેસી કણક ઉંચકી જાય કે રોટલાનું બટકું લઇ જાય તો તેને હાંકી મુકવું પડે! ડબામાં ન પુરાય. વળી ન ધણીયાતા સુવરને, હરણીયાંને, રોઝને, શીયાળને, શાહુડીને કે વાંદરાંને ખેતરમાંથી હાંકી લાવી ડબામાં ન પુરાય. "રમુજ"!!! કેટલાંક ઠેકાણે દુધ ઘી માટે ભુંડ અને સુવર ઉછેરવામાં આવે છે. આવાં માલકીવાળાં ભુંડ કે સુવરથી નુકશાન થાય તો તેમને ડબામાં પુરી શકાય.)

## ૭ પકડવા તથા પકડાવવાની હરકત દૂર કરવાની ફરજ

કોઇ જમીન અગર જમીનના પાક ઉત્પન્નને નુકશાન કરતું હોય એવા જાનવરને, પકડવાની તથા પકડાવવામાં મદદ કરવાની અને પકડતાં કોઇ અટકાવ કરતું હોય તો તે અટકાવ દૂર કરવાની;

તેમજ પકડ્યા પછી તેવા જાનવરને કોઇ જબરાઇથી છોડાવી લઇ જતું હોય તો, તે અટકાવવાની ફરજ દરેક હવાલદાર તથા રખા–વરતણીઆ અને ચોકીયાતની છે. વળી તેવા પ્રસંગે મદદ માગવામાં આવે તો, પોલીસના અમલદારે પણ મદદ આપવી જોઇએ એમ ઠરેલું છે.

## ૮ ડબા દંડ

ડબામાં જાનવર આવે તેના માટે દર નંગે જાનવરના માલીક પાસેથી નીચેના સ્કેલ પ્રમાણે દંડ લેવો એમ ઠરાવ્યું છે.

### દંડની રકમ

| જાનવરનું નામ. | મોટા માટે. | બચ્ચાં માટે |
|---|---|---|
| ઉંટ, ભેંસ, પાડો | ૦–૮–૦ | ૦–૪–૦ |
| ઘોડાં, બળદ, ગાય, ખચ્ચર | | |
| ગધેડાં | ૦–૪–૦ | ૦–૨–૦ |
| ગાડર, બકરાં. | ૦–૨–૦ | ૦–૧–૦ |

બીજાં સ્થળ માટે ડબા દંડ ઉપર પ્રમાણે ઠરેલો છે. પરંતુ વડોદરા શહેર સુધરાઇએ નીચે પ્રમાણે ડબા દંડ લેવાનું ઠરાવ્યું છે.

| | | |
|---|---|---|
| ઉંટ, ભેસ, પાડો. | ૪–૦–૦ | ૨–૦–૦ |
| ઘોડાં, બળદ. ગાય, ખચ્ચર. | | |
| ગધેડાં. | ૨–૦–૦ | ૧–૦–૦ |
| ગાડર બકરાં. | ૧–૦–૦ | ૦–૮–૦ |

જાનવરનું બચ્ચું ફક્ત દુધ ઉપર રહેતું હોય અગર ઘાસ ખાતું હોય અને ધાવતું હોય તો તેનો ડબા દંડ લેવાનો નથી એમ ઠરેલું છે.

ઉપરના સ્કેલમાં જણાવ્યા સિવાયની જાતનાં જાનવર ડબામાં આવે તો, મે. સુબા સાહેબ ઠરાવે એટલો ડબા દંડ લેવાય

એમ નક્કી થએલું છે. દાખલા તરીકે હાથી ડબ્બે પુરાય તો શું દંડ લેવો તે નક્કી થએલું નથી, એટલે એવા પ્રસંગે શું દર લેવો તે મે. સુબા સાહેબ નક્કી કરી આપી શકે.

## ૯ બમણો ડબા દંડ ક્યારે લેવાય ?

સાધારણ રીતે ઉપર મુજબ ડબા દંડ લેવો એમ ઠરેલું છે, પરંતુ વિશેષ ઠેકાણે વિશેષ કારણથી પકડેલાં જાનવરોને માટે; તમામ લોકોનાં જાનવર સારૂ અથવા અમુક કોમનાં જેવા કે રબારી ભરવાડ વિગેરે લોકોનાં જાનવરોને સારૂ, ડબા દંડ લેવાનું ઠરાવી શકાય છે. બમણો ડબા દંડ લેવાનું મે. સુબા સાહેબ ઠરાવી શકે છે, અને તે હુકમ આજ્ઞા પત્રિકામાં પ્રસિદ્ધ કરે છે. આવા હુકમમાં પાછળથી તેઓ ફેરફાર પણ કરી શકે છે. ચાલુ ડબા દંડની અસર ઢોરના માલીકો પર થતી ન હોય તો, ડબા દંડ બમણો કરો એવી અરજ ગામ લોકો મે. સુબા સા. તરફ કરી શકે છે.

અત્યાર સુધીમાં નીચે લખ્યાં ડબા દંડ બમણો થયાનું જાણવામાં આવ્યું છે.

૧ આખા રાજ્યનાં રીઝર્વ જંગલો માટે,

૨ વડોદરા પ્રાંતમાં,

વડોદરા શહેર, ચોરંદા, કરજણ, સાવલી, પેટલાદ, સોજીત્રા, ચાંગા, સીનોર, તીલકવાડા, સંખેડા, પાદરા, ભાદરણ, ભાદરણીયા અને ડભોઇ.

૩ કડી પ્રાંતમાં.

વીસનગર, કાંસા. વડનગર, ખેરાળુ, દેહગામ અને ચાણસ્મા તાલુકાના તમામ ગામ.

૪ નવસારી પ્રાંતમાં.

નવસારી, વેસ્મા, પલસાણા, બળેશ્વર, વરીયાવ, વ્યારા, સોનગઢ, કાનપુરા, ગણદેવી, બીલીમોરા, કઠોર, વાવ, પોસારા, ધમડાછા અને તોરણ.

૫ અમરેલી પ્રાંતમાં.

ધારી, ચલાળા, શીયાનગર, અને નાના માચીયાળા

## ૧૦ ખોરાકી ખર્ચ લેવા બાબત

ડબામાં આવેલાં જાનવર બદલ નીચે પ્રમાણેનો ખોરાકી ખર્ચ દર એક દિવસના માટે લેવાનું ઠરાવ્યું છે. જેટલા દિવસ જાનવર ડબામાં રહે તેટલા દિવસનો ખોરાકી ખર્ચ એ હિસાબે ગણીને લેવાય છે. બપોરના ૧૨ વાગ્યા પછી ડબામાં આવે તો અડધા દિવસનો ખોરાકી ખર્ચ લેવાય છે. વળી બપોરના બાર વાગ્યા પછી જાનવર ડબામાંથી છોડાવી જાય તો, આખા દિવસનો અને બાર વાગ્યાથી પહેલું છોડાવી જાય તો અડધા દિવસનો ખોરાકી ખર્ચ લેવા ઠરાવ્યું છે. ડબામાં આવેલા જાનવરનો ખોરાક નાખતાં પહેલાં જાનવરનો માલીક લઈ જાય તો, ખોરાકી ખર્ચ કાંઇ પણ લેવો નહિ એમ નક્કી થએલું છે. જે ગામેગામ નોકરથી ખોરાક-પાણીની વ્યવસ્થા ન થવાના કારણે વધુ દર લેવાતો હોય ત્યાં; એ વધારો દર ૦॥ દિવસનો કાપી આપવો નહિ, બીજો દર અડધો લેવો પણ વધારાનો દર તો આખા દિવસનો ગણીને લેવો એમ ઠરેલું છે.

જાનવરોનાં ધાવતાં બચ્ચાં માટે ખોરાકી ખર્ચ લેવામાં આવતો નથી. ફકત દુધ ઉપર રહેતાં હોય તો પણ લેવાતો નથી, અને ધાવતાં હોય તથા ઘાસ ખાતાં હોય તો પણ લેવામાં આવતો નથી.

જે જાનવરના ખોરાકીના દર નક્કી થએલા નથી તેવું જાનવર ડબામાં આવે તો, ખોરાકી ખર્ચ શું લેવો તે મે. સુબા સાહેબ નક્કી કરી આપશે એમ ઠરેલું છે.

## ચારે પ્રાંત માટે ઠરેલા ખોરાકીના દર

| જાનવરનું નામ. | ગામ નોકરથી કામ લેવાની સવડ હોય તેવાં સ્થળે | | ગામ નોકરથી કામ લેવાની સવડ ન હોય તેવાં સ્થળે લેવાનો વધારાનો દર |
|---|---|---|---|
| | મોટાં જાનવર માટે | બચ્ચાં માટે | |
| ઉંટ ,ભેંસ, પાડા | ૦–૬–૦ | ૦–૩–૦ | ૦–૦–૬ |
| ઘોડા, બળદ, ગાય, ખચ્ચર, ગધેડા | ૦–૪–૦ | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ગાડર, બકરાં. | ૦–૨–૦ | ૦–૧–૦ | ૦–૦–૬ |

## વડોદરા શહેર માટે

| | | | |
|---|---|---|---|
| ઉંટ ભેંસ, પાડા | ૦–૮–૦ | ૦–૪–૦ | વડોદરા શહેર માટે તાલુકાના પટાવાળાથી ઘાસ પાણી નીરવાનું કામ લેવા ઠરાવ થએલો છે. એટલે વધારાંના દર ઠરાવેલ નથી |
| ઘોડા, બળદ, ગાંય. ખચ્ચર, ગધેડાં | ૦–૬–૦ | ૦–૩–૦ | |
| ગાડર, બકરાં. | ૦–૨–૦ | ૦–૧–૦ | |

## ૧૧ ડબાદંડ અને ખોરાકી ખર્ચની યાદી

દરેક ગામે ડબાદંડ તથા ખોરાકી ખર્ચ કેટલો લેવા ઠરાવેલું છે. તેની યાદી કરી, ડબા કામદારે ડબા ઉપર કિંવા ડબાની નજીકમાં લોકોની નજરે ચઢે એવા સ્થળે ચોઢી રાખવી જોઇએ. આવી યાદી ચોઢી ન રાખે એવો ડબા કામદાર સરકારી કાયદા પ્રમાણે કસુરવાન ગણાય.

## ૧૨ ડબામાં જાનવર લાવતાં અટકાવે તેને સજા

ડબા સંબંધી નિયમ પ્રમાણે પકડવાને પાત્ર થએલાં જાનવરો પકડવામાં જબરાઇથી અટકાવ કરે, અથવા પકડેલાં જનાવરને ડબામાં લાવતાં અગર ડબામાં પુર્યા પછી જબરાઇથી છોડી કે છોડાવી જાય; તેનો મે. વહિવટદાર સા. રૂબરૂ ગુન્હો સાબીત થએથી, રૂ. ૨૦૦ સુધી દંડ કરવા ઠરાવ્યું છે. આવી ફરીઆદનું રાજીનામું આપી શકાય છે. જે ગામ પંચાયતને દિવાની-ફોજદારી અધિકાર મળ્યા હોય તેવી પંચાયત આવા કામે રૂ. ૧૦ સુધી દંડ કરી શકે છે. ડબામાં લાવતાં પહેલાં અગર ડબામાં પુર્યા પછી જાનવર જબરાઇ કરીને માલીકના ત્યાં જતું રહે તો, તેથી જાનવરના માલીકને શિક્ષા થતી નથી. ડબામાંથી છાની રીતે જાનવર કાઢી જનાર ચોરીનો ગુન્હેગાર થાય છે.

## ૧૩ ગેરવ્યાજબી રીતે જાનવરને ડબે પુરનારાને તથા અટકાવી રાખનારને શું શિક્ષા થાય?

જાનવરને ગેરવ્યાજબી રીતે ડબામાં લાવે અથવા પકડ્યા પછી ૨૪ કલાકમાં ડબામાં ન પહોંચાડે તો જાનવરનો માલીક અગર

હકીકત જાણનાર મુખત્યાર, જાનવર પકડયા તારીખથી ૧૫ દિવસની અંદર મે. વહિવટદાર સા. તરફ અરજી કરી શકે છે. આવી અરજી લેખી અગર મોઢાંની કરી શકાય છે. અરજી થાય એટલે મે. વહિવટદાર સાહેબ સામાવાળાને સમન્સ કરીને બોલાવી શકે છે અને તેની ચોકસી કરી શકે છે.

આવી ચોકસીના અંતે ગેરવ્યાજબી રિતે ડબામાં ઢોર પુર્યાં છે એવું, અથવા પકડયા પછી ૨૪ કલાકમાં ડબામાં પહોચાડયાં નથી એવું સાબીત થાય તો મે. વહિવટદાર સાહેબ ફરીઆદીને આરોપી પાસેથી જાનવર પકડયા બદલ અથવા ૨૪ કલાકથી વધુ અટકાવી રાખ્યા બદલ જે નુકશાન તથા ત્રાસ થયો હોય તેના બદલામાં, રૂ. ૫૦)થી વધારે નહિ એટલી રકમ વળતર તરીકે અપાવે છે. તથા તે જાનવર છોડાવવા માટે જાનવરના માલીકે જે ડબા દંડ તથા ખોરાકી ખર્ચ ભર્યો હોય તે સામાવાળા પાસેથી અપાવે છે. જો જાનવર ડબામાં હોય તો જાનવરને ડબામાંથી છોડી મેલવા હુકમ કરે છે અને એવાં પ્રસંગે ડબા દંડ તથા ખોરાકી ખર્ચ સામાવાળા પાસેથી વસુલ કરે છે. જાનવરના માલીક પાસેથી લેતા નથી.

(કુંભાર લોકો ગેરવ્યાજબી વેઠ બંધ કરે છે એટલે કેટલાક ગામના આગેવાનો ગધેડાં ડબે પુરાવે છે. કુંભારોને ઉપરની વસ્તુ બહુ ઉપયોગી છે!)

"મારા જાનવર ગેરવ્યાજબી રિતે ડબે પુર્યાં છે અને તેથી ડબા દંડ, ખોરાકી તથા નુકશાનીની રકમ આપવા હું કબુલ નથી તથા તે બાબતની ફરીઆદ અરજી મેં મે. વહિવટદાર સા.ને આપી છે."

એમ કોઇ માણસ ડબા કામદારને કહે તો, ડબા કામદારે ડબા દંડ તથા ખોરાકી ખર્ચની રકમ જાનવરના માલીક પાસેથી અનામત લેઇ, નુકશાનીની રકમના માટે જામીન લેઇ, જાનવરો જાનવરના માલીકને સોંપી દેવાં જોઇએ.

## ૧૪ સાત દિવસ સુધી જાનવર ક્યારે પરત મળે?

ડબામાં આવેલાં જાનવરનો માલીક અથવા તેના તરફનો માણસ જાનવર લેવા માટે ડબામાં જાનવર પુર્યા તારીખથી સાત દિવસમાં હાજર થાય તો, ડબા કામદારે ડબાદંડ અને ખોરાકી ખર્ચની રકમ વસુલ લેઇ નોંધવહીમાં સહી કરાવી જાનવરો જાનવરના માલીકને સોંપી દેવાં જોઇએ.

પણ જો નુકશાનદારે નુકશાન મળવું જોઇએ એમ ડબા કામદારને કહ્યું હોય તો ડબા કામદારે નુકશાનીની રકમનો પંચકયાસ કરી લેવો જોઇએ. આવી નુકશાનીની રકમ રૂ. ૫)થી વધારે ન હોય તો તે રકમ અને ડબા દંડ તથા ખોરાકી ખર્ચ વસુલ લેઇ, પછી જાનવર તેના માલીકને અગર માલીક તરફથી આવેલા માણસને સોંપવા જોઇએ. તથા નુકશાનીની રકમના લીધેલા પૈસા જેનું નુકશાન થયું હોય તેને આપી પૈસા લેનારની રજીસ્ટરમાં સહી લેવી જોઇએ. આવા પંચકયાસના કાગળો ડબા કામદારે મે. વહિવટદાર સા. તરફ મોકલવા જોઇએ. મે. વહિવટદાર સા. પંચકયાસ સંબંધી આવેલા કાગળોની તપાસણી કર્યા બાદ પોતાના દફતરે રાખે છે. ડબા કામદારે કરેલા પંચકયાસની રકમમાં ફેરફાર કરવાની જરૂર જણાય તો તેમ કરવાની મે. વહિવટદાર સા.ને સત્તા મળેલી છે.

જો નુકસાનીની રકમ રૂા. ૫)થી વધારે હોય તો, ડબા કામદારે નુકસાનીની રકમ માટે જાનવરના માલીકનો જામીન લેવો અને ડબા દંડ તથા ખોરાકી ખર્ચ વસુલ લઇ જાનવર તેના માલીકને સોંપી દેવા; અને પંચકયાસવાળું કામ મંજુરી માટે રવાના કરવું એમ ઠરેલું છે. રૂા. ૨૦૦ સુધીની નુકશાની ડબા સંબંધી નિયમ આધારે મે. વહિવટદાર સાહેબ, જાનવરના માલીક પાસેથી વસુલ લઇને અપાવી શકે છે.

જે ગામમાં ડબો ન હોય તે ગામે નુકશાનીનો પંચ કયાસ તે ગામના પોલીસ પટેલે કરી, જે ગામના ડબામાં જાનવર પુરાણું હોય તે ગામના ડબા કામદાર તરફ કાગળો મોકલી આપવા એમ ઠરેલું છે. મતલબ કે જે ગામની હદમાં નુકશાન થયું હોય તે ગામના પોલીસ પટેલથી પંચકયાસ થઇ શકે એમ જણાય છે.

ડબા સંબંધી નિયમ અન્વયે રૂ. ૫ સુધીની નુકશાની ડબા કામદાર અને રૂ. ૨૦૦ સુધીની નુકશાની મે. વહિવટદાર સા. અપાવી શકે છે. અને જો ગામ પંચાયતને અધિકાર મળ્યો હોય તો રૂ. ૫૦ સુધીના માટે ગામ પંચાયત અપાવી શકે છે. પણ તે જાનવર હાથ આવ્યું હોય અને ડબે પુરાયું હોય તો જ અપાવી શકે. જાનવર હાથ ન આવ્યું હોય તેમજ ડબે પુરાણું ન હોય તો ડબા સંબંધી નિયમ અન્વયે ડબા કામદાર, ગામ પંચાયત અગર મે. વહિવટદાર સા. નુકશાની અપાવી શકતા નથી. એવા પ્રસંગે નુકશાનદારે જાનવરના માલીક ઉપર દિવાની રાહે ફરીઆદ કરવી પડે છે.

## ૨૫ સાત દિવસ પછી થવાની તજવીજ

સાત દિવસમાં જો કોઇ જાનવર લેવા ન આવે તો ડબા કામ-

દાર જાનવરને રિપોર્ટ સાથે મે. વહિવટદાર સા. તરફ મોકલી દે છે. અને રિપોર્ટ સાથે ખોરાકી ખર્ચની તથા ડબા દંડની રકમની વિગતવાર યાદી જોડે છે. જો જાનવરો સાત દિવસ રાખી મુકવાથી જાનવરની કિંમત કરતાં ડબાદંડ અને ખોરાકી ખર્ચ વધી પડશે એવું લાગતું હોય તો, સાત દિવસ પહેલાં પણ ડબા કામદાર જાનવરોને રિપોર્ટ સહ મે. વહિવટદાર સા. તરફ મોકલી શકે છે.

## ૧૬ મહાલમાંથી થવાની તજવીજ

ડબામાંથી મહાલમાં આવેલાં જાનવર માટે મે. વહિવટદાર સા. આઠ દિવસની મુદતનું જાહેરનામું કાઢે છે. અને મુદત વિતે ત્યાં સુધી કોઇ જાનવર લેવા ન આવે તો, જાનવરની ખુલ્લી હરરાજી જાહેરનામામાં લખી મુદતે કરવામાં આવે છે. જાહેરનામાની મુદત સુધી જાનવર રાખવાથી ખોરાકી ખર્ચ તથા ડબા દંડ જાનવરની કિંમત કરતાં વધી પડે એમ છે એવું લાગે તો, એવા પ્રસંગે મુદતની રાહ ન જોતાં જાનવરની હરરાજીની કરી દેવાની છુટ રાખેલી છે.

હરરરાજીમાં જે રકમ ઉપજે તેમાંથી ડબા દંડ અને ખોરાકી ખર્ચ કાપી લઇ, વધારાની રકમ ત્રણ માસ સુધી જાનવરના માલીકને મળી શકે છે. ત્રણ મહિના પછી મળતી નથી. આ અનામત રકમમાંથી ડબામાં જાનવર પુરનારને નુકશાન થયું હોય તો, નુકશાની આપવી એમ ઠરેલું છે. ઉપજેલી રકમમાંથી હરરાજીનો ખર્ચ વસુલ લેવામાં આવતો નથી.

ડબામાં આવેલું જાનવર મરી જવાથી અગર નાશી જવાથી કિંવા તેની કંઇ કિંમત ઉપજે એવું ન હોય ત્યારે અથવા ખર્ચ

કરતાં કમી કિંમત ઉપજે ત્યારે, ડબા દંડ માંડી વાળવાનો અને ખોરાકી ખર્ચ સરકારમાંથી આપવાનો અધિકાર; દરેક કામ માટે રૂ. ૫) સુધી મે. વહિવટદાર સા. ને, અને તેથી ઉપરાંત માટે મે. સુબા સા. ને છે.

## ૧૭ ગાયો માટે ખાસ ઠરાવ

**હરરાજ કરવાનાં જાનવરમાં ગાય હોય તો તે હરરાજ ન કરતાં અહિંસક** (અહિંસક એટલે જેમને પોતાના ધર્મથી ગાયની હિંસા કરવાની મનાઇ છે એવા લોકો સમજવા.) **માણસોમાંથી જે ઇસમ વધારે કિંમત આપે તેને વેચાણ આપવી. ગાયને કોઇ વેચાણ રાખે એમ ન હોય તો, તેની સંભાળ રાખી શકે એવા કોઈ સારા અને અહિંસક માણસને મફત આપવી. એ પ્રમાણે મફત લેવા પણ કોઈ ખુશી ન હોય તો, ગાયને નજીકની પાંજરા પોળમાં મોકલી દેવી.**

## ૧૮ વાંજીયાં જાનવર બાબત

જાનવર વાંજીયાં હોવાથી અથવા બીજા કોઇ કારણથી કિંમત ઉપજે એવાં ન હોય તેવાંને હરરાજ ન કરતાં, નજીકની પાંજરાપોળમાં મે. વહિવટદાર સાહેબે મોકલી દેવાં અને તે પ્રમાણે કરવા સારૂ દરેક જાનવર દીઠ રૂા. ૩-૦-૮ સુધીનો ખર્ચ કરવો એમ ઠરેલું છે. એથી વધુ ખર્ચ કરવો પડે તો મે. સુબા સા.ની મંજુરી માગવી પડે છે. (કસાઇખાને જતાં અબોલ જાનવરોને ઉગારી લેવા વડોદરા રાજ્યે આ યોજના રાખેલી જણાય છે અને તે પ્રશંસાને પાત્ર છે.)

## ૧૯ મરી ગયેલાં જાનવર બાબત

ડબામાં આવેલું જાનવર મરી જાય તો, જે ગામમાં ચમાર લોકો ગામ લોકનાં મુએલાં ઢોર મફત લઇ જતા હોય ત્યાં ચમાર લોકોને મફત લેઇ જવા દેવાં. અને જ્યાં લાગત ભરીને લેઇ જતા હોય ત્યાં લાગત લઇને લઇ જવા દેવાં. જો ચમાર લોકો એ પ્રમાણે મરી ગયેલું જાનવર ન લઇ જાય તો, મરી ગયેલા જાનવર દીઠ રૂા. ૩) સુધી દફન ખર્ચ મે. વહિવટદાર સા.ની મંજૂરીથી કરી મરી ગયેલા જાનવરને ડબા કામદારે દફન કરાવવું એમ ઠરેલું છે.

## ૨૦. દંડ, ખોરાકી ખર્ચ, નુકશાન, વળતર વગેરેની વસૂલાત બાબત

ડબા સંબધી નિયમ અન્વયે દંડ, ખોરાકી ખર્ચ તથા પંચક્યાસ પ્રમાણેની નુકશાનીની રકમ અને ગેરવ્યાજબી રીતે ડબે પૂરેલાં અથવા ૨૪ કલાકથી વધુ અટકાવી રાખેલાં જાનવરના માલીકને આપવાનું વળતર, જે ઇસમ પાસેથી લેવું જોઇએ તે ન આપે તો, તે ઇસમની જંગમ મિલ્કતથી વસૂલ કરી શકાશે. છ વર્ષ સુધી જો એ પ્રમાણેની તજવીજ કરવા છતાં એ રકમ વસૂલ ન આવે તો, મે. વિભાગ નાયબ સુબા સાહેબ તેવી રકમ માંડીવાળી શકશે એમ ઠરેલું છે.

હિસાબની ભૂલથી અથવા ઠરેલા દર વિરૂદ્ધ વધુ રકમ વસૂલ આવી હોય તો તે પાછી આપવાનો અધિકાર મે. વહિવટદાર સા.ને તથા તેથી ચડતા દરજ્જાના અમલદારને છે.

—:*:—

# ભેરાણ

## ૧. શહેર તથા કસ્બામાં જાનવરને રખડતાં ફરવા દેનારને શિક્ષા કરવા બાબત

નમુદ થયેલાં શહેર અને કસ્બામાં જે કોઇ સખ્સ પોતાનાં જાનવરને જાપ્તાનો પૂરતો બંદોબસ્ત કર્યા સિવાય કોઇ પણ રસ્તા વગેરે સાર્વજનિક જગ્યામાં રખડતા ફરવા દે, તેનો મે. વહિવટદાર સા. રૂબરૂ કામ ચાલી રૂા. ૧૦૦) સુધી દંડ થઇ શકે છે.

(નુકશાન થયું ન હોય તો પણ રખડતાં જાનવર મૂકવાથી આવો દંડ થઇ શકે છે. જે ગામની ગામપંચાયતને દિવાની ફોજદારી અધિકાર મળ્યા હોય છે તે ગામની પંચાયત આવા પ્રસંગે રૂા. ૧૦) સુધી દંડ કરી શકે છે.)

## ૨ દસ કરતાં વધુ જાનવરના માલીક માટે વિશેષ ઠરાવ

જે ઇસમ દસ કરતાં વધુ જાનવરોનો માલીક હોય તે અથવા જે ઇસમ જાનવરના માલીક તરફથી જાનવર તાબામાં રાખતો હોય તે ઇસમ, પોતાના કબજામાંનાં જાનવરનો પુરતો બંદોબસ્ત ન રાખે અને તેથી કોઇના ઉભા પાકને, ઘાસને, ઘાસના વીડને અથવા એવા સીમના બીજા માલને કાંઇ પણ નુકશાન થશે એવું માનતાનું કારણ છતાં જાણીબુજીને અથવા બેપરવાઇથી પોતાનાં જાનવર રખડતાં ફરવા દેશે તો, તે ઇસમનો મે. વહિવટદાર સા. રૂબરૂ કામ ચાલી રૂા. ૨૦૦ સુધી દંડ થઇ શકે છે. (નુકશાન ન થયું હોય તો પણ નુકસાન થાય એવો સંભવ હતો છતાં જાનવર રખડતાં છોડયા એમ સાબીત થવાથી આ પ્રમાણે દંડ થઇ શકે

છે. ઉભા પાકને તથા ઉભા ઘાસ વિગેરેને નુકસાન થવાનો ભય હોવો જોઇએ. નુકસાન થયું હોય તો રૂ. ૨૦૦ સુધી દંડ પણ થાય અને તે ઉપરાંત રૂ. ૨૦૦ સુધી નુકસાનીનું વળતર જેનું નુકસાન થયું હોય તેને આપવું પડે. જે ગામની ગામ પંચાયતને દિવાની ફોજદારી અધિકાર મળ્યા હોય તે ગામની ગામ પંચાયત આવા પ્રસંગે રૂ. ૧૦ સુધી દંડ કરી શકે.)

## ૩ રાત્રે ઢોર સુનાં મુકનારને શિક્ષા ક્યારે થાય છે?

ઢોરનો કોઇ માલીક કે કબજેદાર પોતાના કબજા ભોગવટાના વાડા, ખેતર, કે બીજી કોઇ જમીનની હદ બહાર, પોતાનાં ઢોર બીગાડ કરવા માટે સુનાં મુકશે, તો તેના ઉપર પોલીસ પટેલની અથવા બીજા કોઇની ફરીઆદ ઉપરથી, મહાલના મે. વહિવટદાર સા. રૂબરૂ કામ ચાલી તે સખસનો રૂ. ૧૦૦ સુધી દંડ થઇ શકશે. આવો જ ગુન્હો એનો એ ઈસમ બીજી વખત કરશે તો, રૂ. ૫૦૦ સુધી દંડ અથવા ૬ માસ સુધીની સાદી અગર સખત મજૂરી સાથેની કેદ અથવા કેદ અને દંડ બન્નેની શિક્ષાને પાત્ર થશે.

શા માટે જાનવર રખડતું છોડ્યું છે એમ જાનવરનો માલીક સાબીત કરી ન આપે ત્યાં સુધી, એવું જ અનુમાન થશે કે એણે બીગાડ કરવા માટે જાણીબુજીને રાત્રે ઢોરને છુટું મુકયું હતું. આવી રીતે સુનાં મુકેલાં ઢોરને—જાનવરને, હરકોઇ સખસ પકડીને કે પકડાવીને ડબામાં લાવી શકે છે. (આ પેરેગ્રાફ ૩ના કારણ સારૂં "પોતાના કબજા ભોગવટાની જમીન" એ શબ્દમાં ગૌચર સારૂં મુકરર થયેલી જમીનનો તથા ઢોરો ચારવા સારૂં ગામના લોકોએ હરરાજીથી રાખેલી જમીનનો સમાવેશ થાય છે એમ સમજવું.)

## ૪ ઢોરનું પત્રક તથા તેનો તપાસ કરવા બાબત

કોઇ ગામ કે ગામોના સમુદાયમાં ઢોરના માલીકને બીગાડ કરવા માટે ઢોર છુટાં મુકવાની ટેવ પડેલી છે એમ ગામ પંચાયતની અથવા લોકોની અરજી ઉપરથી અગર બીજી રીતે પ્રાંતના મે. સુબા સા.ને જણાય તો, નિયમીત અગર અનિયત મુદત માટે તેઓ સાહેબ નીચે પ્રમાણે ફરમાવી શકે છે.

'સરકારી કે બહારખલી જમીનના માલીક, ખાતેદાર, કબજેદાર યા ખેડુત ન હોય છતાં, જાનવર રાખતા હોય તેમનું અને થોડી જમીન વાળા ઝાઝાં જાનવર રાખતા હોય તેમનું એક પત્રક ગામે રાખવું."

"આ પત્રક પ્રમાણે ઢોરની ગણત્રી નિદાન ગામ પંચાયતના ત્રણ પંચોએ સાથે રહીને અથવા તાલુકાના અવલ કારકુન સાહેબ કરતાં કમી દરજ્જાના નહિ એવા મુલકી અમલદારે રાતના વખતે અચાનક જઈ કરવી. અને પત્રકમાં જણાવ્યા પ્રમાણેનાં ઢોર હર-હમેશ બાંધવાની કે રાખવાની જગાએ હાજર છે કે છુટી ગયેલાં છે તેની ખાત્રી કરવી. જો ઢોર બાંધવાની કે રાખવાની જગાએ ઢોર હાજર ન હોય અથવા ઓછાં હોય તો, તે કયાં ગયાં છે એમ ઢોરના માલીકને પુછવું. સંતોષકારક ખુલાસો ન મળે તો, તે ઢોરના માલીક ઉપર 'સુર્યાસ્તથી તે સૂર્યોદય સુધીમાં ઢોર છુટાં મુકયાં છે.' એ ગુન્હાની પોલીસ પટેલે ફરીયાદ માંડવી."

(મે. સુબા સાહેબ આવી જાહેરાત આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરે છે ચાલુ સાલે આવી જાહેરાત અંક ૫૨૦ તા. ૨૫-૯-૧૯૨૯ની

કડી પ્રાંત માટે નીકળેલી તે અમો એ પરોપકાર પત્રિકા નંબર ૧ ના પૃષ્ટ ૪ ઉપર આપી છે. વાંચી જુઓ.)

## ૫ ભેરાણુ કરવાની આદતવાળાના સારી ચાલના જામીન લેવરાવી શકાય છે

"ભેરાણુ"નો સમાવેશ ફોજદારી નિબધ ૫ની કલમ ૪૩૨ પ્રમાણે "બીગાડ"માં થાય છે. અને બીગાડનો ગુન્હો કરવાની જેને આદત પડી હોય તેના સારી ચાલના જામીન ફોજદારી નિબંધ ૬ની કલમ ૫૦૭ અન્વયે લેવરાવી શકાય છે. આ કલમ અમોએ પરોપકાર પત્રિકા નં. ૩ના પેજ ૪ ઉપર આપેલી છે. (પાનસર તા. કલોલ ગામના ખેડુતોની અરજી ઉપરથી આ કાયદાના આધારે તે ગામના કેટલાક રબારી લોકોના સારી ચાલના જામીન શ્રીમંત સરકારે ચાલુ સાલે લીધા છે.)

## ૬ બીગાડના ગુન્હા બાબત ફોજદારી નિબંધ ૫ની જાણવા જોગ કલમોમાંથી ઉપયોગી નોંધ

કલમ ૪૩૨ "બીગાડ" એટલે લોકોને યા કોઇ સખશને ગેરવ્યાજબી હાની કે નુકશાની કરવાના ઇરાદાથી કિંવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં જે સખશ કઇ મિલ્કતનો નાશ કરે, વ કોઇ મિલ્કતની સ્થિતિમાં એવો કંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિંમતનો યા ઉપયોગીપણાનો નાશ થાય, કે તેની કિંમત વ ઉપયોગીપણું ઓછું થાય તો તે સખશે "બીગાડ" કર્યો સમજવું.

કલમ ૪૩૩ જે સખશ બીગાડ કરે તેને, બેમાંના ગમે તે

પ્રકારની ત્રણ મહિના સુધીની કેદ અથવા દંડ અથવા એ બન્નેની સજા થાય.

કલમ ૪૩૪ જે સખશ બીગાડ કરીને રૂ. ૫૦ અથવા તેથી વધારે રૂપીઆની હાની કે નુકશાની કરે તેને, એમાંના ગમે તે પ્રકારની બે વર્ષ સુધીની કેદની અથવા દંડની અથવા એ બન્નેની સજા થાય.

કલમ ૪૩૫ જે સખસ દસ રૂપીઆ અથવા એથી વધારે કિંમતના કોઇ જાનવરને મારી નાંખે અથવા લંગડુ-લુલુ કરે કે નકામું કરે તેને ઉપરની કલમ ૪૩૪ પ્રમાણે શિક્ષા થાય.

કલમ ૪૩૬ કોઇ બળદ, ઘોડો ઉંટ વિગેરેને અથવા પચાસ અગર તેથી વધારે કિંમતના જાનવરને મારી નાંખીને અથવા લુલુ-લંગડુ કરીને અથવા નકામું કરીને બીગાડ કરે તેને એમાંના ગમે તે પ્રકારની પાંચ વર્ષ સુધીની કેદની અથવા દંડની અથવા એ બન્ને શિક્ષા થઇ શકે.

(ખેતરમાં પેશી ગએલા જાનવરને નુકશાન કરનારા ખેડુતો આ કલમો વિચારે તો સારૂં !)

કલમ ૪૩૭ સો અથવા તેથી વધારે રૂપીઆની કિંમતની મિલ્કતની અથવા દસ અથવા તેથી વધારે રૂપીઆની કિંમતના ખેતરમાં ઉત્પન્ન થયેલા માલની, નુકસાની કરવાના ઇરાદાથી અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થથી જે સખસ બીગાડ કરે તેને, એમાંના ગમે તે પ્રકારની સાત વર્ષ સુધીની કેદની અને દંડની શિક્ષા થાય.

( જાસાચીઠ્ઠીથી નુકસાન કરનારા ચેતજો ! )

**કલમ ૪૩૮ રહેવાનું** ઘર વિગેરે ઇમારતનો નાશ **કરવાના ઇરાદાથી અગ્નિ** અથવા અવાજ સાથે ફુટે **એવા** પદાર્થ વડે બીગાડ કરે તેને **જન્મ ટીપ** અથવા એમાંના ગમે તે પ્રકારની **દસ વર્ષ સુધીની કેદ** અને દંડની શિક્ષા કરવામાં આવે છે.

( જાસવાતો ચેતજો ! )

કલમ ૪૩૯ લોકો વાપરતા હોય **એવી અથવા** શ્રીમંત **સરકાર મહારાજા સાહેબની માલીકીની** હોય એવી ઈમારત કુવો, તળાવ, પાણીનું બાંધકામ વિગેરેનો અગર તેને લગતી કોઇ પણ વસ્તુનો નાશ વિગેરે કરીને બીગાડ કરે તેને, એમાંના ગમે તે પ્રકારની ત્રણ વર્ષ સુધીની કેદ અથવા દંડની અથવા બન્ને શિક્ષા થાય છે.

(પાણી પીવાના કુવામાં ગ્યાસતેલ રેડનારા ચેતજો !)

**કલમ ૪૪૯** મોત આણવાની **અથવા** વ્યથા કરવાની **અથવા** ગેરવ્યાજબી અટકાવ કરવાની અથવા તેવું કરવાનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને, **અથવા** સાપ્રાધ ધમકી આપીને બીગાડ કરે તેને, એમાંના ગમે તે પ્રકારની ૫ વર્ષ સુધીની કેદ અને દંડ એ બન્ને શિક્ષા થાય છે.

(રબારી–ભરવાડ કોમે આ કલમ ગોખી રાખવી ઘટે છે!)

ખેડુત અને માલધારી પોતે તથા જાસવાતોને વિનતિ છે કે આ પુસ્તિકા અવલોકનમાં લેઇ પોતે પોતાની ફરજ વિચારી ગેર-વ્યાજબી નુકશાન કરવાનું તથા વેઠવાનું છોડી દેશે.

મુઃ **પાનસર**
તા. ૨૬–૭–૩૦

**સોમનાથ મ. દવે**
વ્ય. પ. કા. પાનસર